મુદ્રક: પુરુષોત્તમદાસ શંકરદાસ
ઉત્કૃષ્ટ મુદ્રણાલય,
રીચીરોડ, અમદાવાદ



પ્રકાશક: મંત્રી, વિ. કા. બ. સ.
આડિયા, અમદાવાદ

આવૃત્તિ પહેલી
પ્રત ૭૦૦૦
સં. ૧૯૮૬



કિંમત ૦-૧-૦

# નિવેદન

ગાંધીજીનાં લખાણોમાંથી સ્વદેશી વિષેનાં સૂત્રવાક્યો ચૂંટી કાઢીને તે ગાંધીજીની ૬૨મી જયંતીને પ્રસંગે પ્રજાને અર્પણ કરતાં આનંદ થાય છે.

સ્વદેશીની હિલચાલ લગભગ મહાસભા જેટલી જૂની છે એમ કહી શકાય. અત્યારસુધીમાં એનાં ઘણાં રૂપાંતરો થયાં છે. એનું છેવટનું જે રૂપ ગાંધીજીએ ભારતવર્ષને શીખવ્યું છે તે સ્વદેશીનું વિરાટ સ્વરૂપ છે, કેમકે એ દ્વારા કરોડોનો ઉદ્ધાર સધાય છે.

. સ્વદેશી એ સ્વરાજની સાધનાનું એક મહત્ત્વનું અંગ છે. સ્વદેશી વિના સ્વરાજ સંભવતું જ નથી. અને કરોડોને માટેનું સ્વદેશી એ ખાદી જ હોઈ શકે એ સર્વોદયનો સંદેશો છેલ્લાં ૧૨ વરસથી આપણે સાંભળતા આવ્યા છીએ. એના આચરણમાં જેટલી ઢીલ રહી ગઈ હોય તે જ હવે તો કાઢી નાખવાની જરૂર છે.

રેંટિયારૂપી સુદર્શન ચક્રની ઉપાસના કરી શુભ્ર ખાદીનો પ્રચાર જેટલી ત્વરાથી કરીશું તેટલી ત્વરાથી સ્વરાજ પાસે આવશે અને પુણ્ય-શ્લોક ગાંધીજીનાં પવિત્ર દર્શન ફરી કરવા પામીશું. આજે એ દીનદુઃખ-

ભંજન ગાંધીજીના જન્મદિવસનો પુણ્યયોગ છે. તે પ્રસંગે એમની વાણીનું પારાયણ કરી, ખાદી પાછળની એમની તપસ્યાનું સ્મરણ કરી ખાદી જ ધારણ કરવાનો અને રેંટિયો ચલાવવાનો શુભ નિશ્ચય કરીએ એમાં જ ગાંધીજીનો સાચો જયજયકાર છે.

**ઇન્દુમતી ચીમનલાલ**
મંત્રી, વિ. કા. બ. સ.

આપણે જ્યારથી સ્વદેશીધર્મ છોડ્યો ત્યારથી આપણું અધ:પતન શરૂ થયું, આપણા ઉપર ગુલામી નંખાવાની શરૂઆત થઈ.

અંગ્રેજો વેપારને અર્થે
આવ્યા, વેપારને અર્થે રહે છે
ને તેઓને રાખવામાં આપણે જ
મદદગાર છીએ.

માંચેસ્ટરે તો આપણને જે નુકસાન પહોંચાડ્યું છે તેની હદ બાંધી શકાતી નથી. હિંદુસ્તાનમાંથી કારીગરી લગભગ ગઈ તે તો માંચેસ્ટરનું જ કામ.

વિદેશી વસ્ત્રે કરોડો ઘર બરબાદ કર્યાં છે, ને કરોડો બહેનોને પોતાના મદદનીશ ધંધા વિનાની કરી મૂકી છે. વિદેશી વસ્ત્રે હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાં બરબાદ કર્યાં છે.

જેટલું નુકસાન પરદેશી કાપડના વેપારથી થયું છે તેટલું નુકસાન હિંદને બીજી એકે વસ્તુથી નથી થયું. એટલે જો પરદેશી કાપડના વેપારી હવે સમજે તો તેઓ પાપમુક્ત થાય, તેઓ શુદ્ધ થાય.

જ્યાં સુધી આપણે કાપડને માટે એ સલ્તનતના ગુલામ છીએ ત્યાં સુધી આપણે તેનાથી સ્વતંત્ર નહિ બનીએ. જાપાનનો માલ વાપરવો એ પણ વિલાયતના માલની બરાબર જ છે. કારણ આ સલ્તનતના જહાજને લીધે એ માલ અહીં આવી શકે છે.

સરકારને સ્વદેશી ગમતું નથી. બીજી રીતે કહીએ તો હિંદુસ્તાન આર્થિક સ્વાતંત્ર્ય ભોગવે એ સરકારથી ખમાતું નથી.

લશ્કરી ખરચોના શોષણ કરતાં પણ આ ઘરગથુ ધંધો ખોઈ બેસવાથી જ હિંદુસ્તાન વધુ શોષાયું છે, વધુ નિષ્પ્રાણ બન્યું છે, અને દુષ્કાળ હિંદુસ્તાનનો રોજનો પરોણો બની રહ્યો છે.

આપણે સાઠ કરોડ રૂપિયા જ્યાં સુધી હિંદુસ્તાન બહાર આપણા કાપડને સારુ મોકલીએ છીએ ત્યાં સુધી આપણી ભૂખ નહિ ભાગે. ત્યાં સુધી કરોડો માણસો થોડા કે વત્તા પ્રમાણમાં ઉદ્યોગ વિનાના રહેશે ને તેઓને પૂરું અનાજ કે વસ્ત્ર નહિ મળે.

પરદેશી કાપડના સંપૂર્ણ બહિષ્કારને હું ભૂખમરાનો બહિષ્કાર ગણું છું.

તીવ્ર રૂપે એક દિવસ આપણે
સ્વદેશી પાળીએ તો આજે જ
સ્વરાજ હાથમાં છે.

અનુભવ પરથી હું માનું છું કે હિંદુસ્તાન દહાડેદહાડે કંગાલ થતું જાય છે, તેને પગે અને જાંગે લોહી ફરતું બંધ થયું છે. તેથી જો આપણે હવે નહિ ચેતીએ તો હિંદુસ્તાન ચકરી ખાઈ પડશે.

સ્વદેશીનો કે સ્વરાજનો હેતુ એ જ હોય — એ જ છે કે તેથી હિંદુસ્તાનનાં ભૂખે પીડાતાં મનુષ્યોનાં પેટ ભરાય, હિંદુસ્તાનમાંથી દુષ્કાળ જાય, હિંદુસ્તાનની મહિલાઓની નીતિનું રક્ષણ થાય, હિંદુસ્તાનનાં બાળકોને દૂધનું ટીપું મળે.

મારી પડોશમાં રહેનાર કણિયાને ભૂખે મારીને મારે અમેરિકાથી ઘઉં મંગાવીને ખાવા એ પાપ છે. તે જ પ્રમાણે મારા પડોશી કાંતનારાઓ અને વણનારાઓ મને આપે તે કપડાંથી હું મારું શરીર ઢાંકી શકત અને તેથી તેઓને અન્નવસ્ત્ર લેવામાં મદદ મળત એમ જાણવા છતાં વિલાયતનાં ભાતીગળ કપડાં હું પહેરું એ પાપ છે.

જેમ હિંદુસ્તાનમાં નાજુક સુંવાળાં લાગતાં કપડાં દાખલ થયાં તેમ પ્રજાનો બાંધો પણ નાજુક થતો ગયો ને પ્રજા નિર્માલ્ય થતી ગઈ.

અંતરના શણગારને છોડી આપણે બહારના શણગાર ઉપર મોહ્યા ને પરિણામે દેશ ખોયો, વેશ ખોયો, દેહ ગુમાવ્યો, ને આત્માને તો સુવાડી મૂક્યો.

જેઓ સ્વદેશી વસ્ત્રનો—બહેનોએ કાંતેલા જાડાપાતળા સૂતરનાં વણાયેલાં કપડાંનો ત્યાગ કરે તેઓ તો દેશના દ્રોહી જ બન્યા ગણાય.

આપણાં શહેરો એ કંઈ હિંદુસ્તાન નથી. હિંદુસ્તાન તો સાડાસાત લાખ ગામડાંઓમાં વસે છે.

ભારતવર્ષ અંગારથી બળી રહ્યો છે, કેમકે તેના મનુષ્યત્વનો નાશ થઈ ગયો છે. ભારતવર્ષ ભૂખના દુઃખથી લોઢાઈ રહ્યો છે, કેમકે અનાજ મેળવવા પૂરતો તેની પાસે ઉદ્યોગ નથી.

લોકો ભૂખથી પીડાય છે તેનું કારણ તેઓ કામ કરવા અશક્ત છે એ નથી, પણ તેઓને કામ જ નથી.

હિંદુસ્તાન ઓછામાં ઓછા ચાર માસ અનિચ્છાએ નિરુદ્યમી રહે છે. આમ જેને નિરુદ્યમી રહેવું પડે તેનો નાશ જ સંભવે. કરોડો માણસને પોતાનાં ખેતરોમાં પૂરણીરૂપે તો રેંટિયાનો જ ઉદ્યમ છે, બીજો નથી જ.

જે મુલકનાં માણસો દોઢસો વર્ષ પહેલાં બારે માસ કંઈક ને કંઈક પ્રવૃત્તિમાં રોકાયેલાં રહેતાં તેમાંનાં એંશી ટકા કેટલાંયે વર્ષો થયાં ચાર માસ કામ વિના બેકાર રહેતાં હોય તો તે મુલકના શા હાલ થાય?

એંશી ટકા માણસ ચાર માસ કામવિનાનાં રહે એટલે તેઓની ત્રીજો ભાગ કમાણી કરવાની શક્તિ ઘટી. વર્ષો થયાં ત્રણ રૂપિયાનું કામ કરવાની લાયકાત ને મરજી બંને વસ્તુ પોતાનામાં હોવા છતાં હિંદુસ્તાન એ જ રૂપિયાનું કામ કરી રહ્યું છે. તેને એ રૂપિયાનું જ કામ મળે છે. આવો મુલક કેમ કંગાલ ન થાય?

પ્રજાના વ્યર્થ વીતતા કલાકોનો આપણાં ગામડાંઓ અને ઝૂંપડાંઓમાં ઘેરઘેર કપાસમાંથી કાપડ પેદા કરવા પાછળ ઉપયોગ કરી દેશને સમૃદ્ધ કરવામાં જ આજે આપણી એકમાત્ર આશા રહી છે.

પ્રત્યેક હિંદુસ્તાનીની સરેરાશ વાર્ષિક આવક ૨૬ રૂપિયાની છે તેને બેવડાવવાનો આ સહેલામાં સહેલો રસ્તો છે. બીજો એક રસ્તો કરોડોને સારુ છે જ નહિ.

ખાદી એ સ્વરાજની જેમ આપણો જન્મસિદ્ધ હક છે ને કેવળ તેનો જ ઉપયોગ આપણી આજન્મ ફરજ છે. તે ફરજ અદા ન કરે તે સ્વરાજને જાણતો જ નથી.

જ્યાં સુધી પરદેશી કાપડનો બહિષ્કાર સિદ્ધ નથી થયો ત્યાં સુધી મહાસભાના કાર્યકર્તાઓ — પછી તે સ્ત્રી હો કે પુરુષ — નો પરદેશી કાપડનો બહિષ્કાર અને ખાદીની પેદાશ એ જ એકમાત્ર નહિ તો મુખ્ય ધંધો હોવો જોઈએ.

બહિષ્કારને અંગે આપણી પાસે મોટામાં મોટો પ્રશ્ન અત્યારે ખાદી ઉત્પત્તિનો જ છે. એ ન હોય તો વિદેશી વસ્ત્ર આગલેથી નહિ તો પાછલે બારણેથી હિંદુસ્તાનમાં આવ્યાં જ કરે.

જેમ ઘરમાં રંધાતું અન્ન
મોંઘું પડતું નથી ને વીશીનો
ખોરાક તેની ગરજ સારી શકતો
નથી, તેમ કપડું પણ ઘરખૂણે
કંતાય ને વણાય તો મોંઘું ન
જ પડે.

પચીસ કરોડથી વધારે પ્રજા પોતાના ખપજોગું સૂતર કાંતી લેશે ને તે સૂતરને પોતાના જ ગામના વણકરો પાસે વણાવી લેશે. આટલી પ્રજા પોતાના ગામને વળગીને જ રહેનારી છે, અને વરસમાં ઓછામાં ઓછા ચાર મહિના તો તેમને નવરાશના

મળે જ છે. એ નવરાશના દહાડામાં જો તેઓ સૂતર કાંતે ને તે વણાવીને પહેરે-ઓઢે તો તેમની ખાદીની સાથે મિલનું કપડું કોઈ કાળે હરીફાઈમાં ટકી ન શકે. આ રીતે બનેલું કપડું તેમને સસ્તામાં સસ્તું પડ્યું હશે.

એક કરોડ માણસને એક જગ્યાએ એકઠાં કરી તેમની મજૂરી લેવી તેના કરતાં દરેકને પોતપોતાના ઘરમાં બેસી પોતાના ગામમાં રહી કેમ કાંતવું ને વણવું તે બતાવી દેવું એ ઘણું જ સહેલું છે.

દરેક ખેડૂત પોતાને જોઈતો
દાણો અને પોતાને જોઈતું રૂ સંઘરે,
અને સરસ રીત તો એ છે કે
ઓછામાં ઓછો બાર માસનો
સંઘરો રાખે, કે એક વર્ષ નબળું
આવે ત્યાં સુધી તો તે ન જ
મૂંઝાય.

જે તાલુકો પોતાનું અનાજ પકવી લેતો હોય, પોતાનું સૂતર કાંતી લેતો હોય, પોતાનું કાપડ વણી લેતો હોય, અને પોતાની સ્વતંત્રતાની ખાતર દુઃખ સહન કરવા તૈયાર હોય તે આ જ વર્ષે સ્વરાજ સ્થાપવાને માટે જરૂર તૈયાર છે. અને એક તાલુકો પણ આટલું કામ પાર ઉતારવા તૈયાર હશે તો જેમ એક દીવો આખા ઘરને અજવાળશે તેમ તે આખા દેશને અજવાળશે.

જ્યાં સુધી સ્વદેશીના કાર્યને વિષે આપણામાં પ્રમાણિકતા નથી આવી, તેનું મહત્ત્વ આપણે સમજતા નથી થયા ત્યાં લગી સ્વરાજની આશા જ ન રાખવી જોઈએ, ને ત્યાં લગી આપણને સ્વરાજ લેવાનો હક નથી, તે ચલાવવાની આપણી શક્તિ નથી.

સ્વદેશીની પૂરી અને તાત્કા-
લિક અસર આપણે ત્યારે જ જોઈ
શકીશું કે જ્યારે આપણાં છૂટાંછૂટાં
વેરાયેલાં લાખો ઘરોમાં આપણે
સૂતર અને કાપડ પેદા કરતા
હઈશું. સ્વદેશીથી તેમનું જેટલું
સંગઠન થશે તેટલું બીજા કશાથી
થવાનું નથી.

આ ખાદીની પ્રવૃત્તિને લીધે જ વ્યાપક સવિનય ભંગનો પ્રયોગ શક્ય થયો છે.

૧. ખાદીની ભાવના જો દેશમાં વ્યાપક થાય તો આજે જેટલી ખાદી જોઈએ તેટલી પેદા થઈ શકે.

૨. ખાદીને મિલના જેટલી મૂડી ન જોઈએ.

૩. ખાદીને મિલના જેટલી કરામત ન જોઈએ.

૪. ખાદીના મજૂરો ત્રીસ કોટિ છે એમ કહી શકાય.

૫. ખાદીને જોઈતાં બધાં યંત્ર દેશમાં જ પેદા થાય છે.

૬. ખાદીને સરકાર કે બીજી શક્તિ કદી દબાવી ન શકે.

૭. ખાદી ઘેરઘેર પેદા થાય.

૮. ખાદીને એક જગ્યાએ બનાવી બીજી જગ્યાએ મોકલવી અનિવાર્ય નથી. આજ થોડેઘણે અંશે તેને મુસાફરી કરવી પડે છે, કેમકે ખાદીભાવના વ્યાપક નથી થઈ.

પહેરવેશને સારુ ખાદીનો ઉપયોગ કરવો એમાં હવે મુશ્કેલી રહી જ નથી. બહુ ગરીબ હોય તે છેવટે લંગોટીથી જ ચલાવીને પણ ખાદી પહેરે.

કપડાને ઘીની માફક વાપરવું જોઈએ. જોઈએ તેટલું કપડું વાપરી શકીએ એવી આપણી સ્થિતિ નથી. એકલા પહેરણથી ચાલે ત્યાં સુધી બીજું કંઈ ન પહેરવું જોઈએ. ટૂંકા ધોતિયાથી ચલાવી શકીએ તો લાંબું નહિ પહેરવું જોઈએ.

આ સન્ધિકાળ — કઠિન કાળ છે. એકદમ બહિષ્કાર કરતાં આપણી પાસે કપડાં ઓછાં થવાનાં, દેશમાં તંગી થવાની, એમ સમજીને પણ આપણે ઓછાં કપડાં વાપરવાં જોઈએ.

ખાદી એટલે તકલી અથવા
રેંટિયો. રેંટિયો જ ગામડાની
બરકત છે, એ જ અન્નપૂર્ણા છે.

રેંટિયો બાળીને આપણે ભૂખ
ને વ્યભિચાર વહોર્યાં છે. રેંટિયાની
પુનઃ સ્થાપના કરીએ તો આપણે
ફરી આપણાં ખંડિયેર જેવાં
થઈ ગયેલાં ઘરો દીપાવીએ.

જે દિવસે હિંદુસ્તાનમાં રેંટિયો ઊંચો મુકાયો તે દિવસથી જ અહીં દુઃખદારિદ્રે ઘર કર્યું અને આપણી બધી બરકત અને સુખસંપત્તિ નષ્ટ થઈ.

રેંટિયો છોડીને આપણે કેટલું પાપ કર્યું છે! એ નાજુક પણ પોષક પરિશ્રમ હિંદુસ્તાનની કરોડો મહિલાઓ એક કાળે ઉઠાવતી હતી ત્યારે હિંદુસ્તાન સુખી હતું, તંદુરસ્ત હતું, તેજસ્વી હતું. આજે હિંદુસ્તાન રેંટિયો છોડી દુઃખી, રોગી ને તેજહીન થયું છે. રેંટિયો ગયા પછી હિંદુસ્તાનમાં લાખો ઘરો ખંડિયેર થયાં છે.

રેંટિયો દરેક ઘરની આવશ્યક ને જેના વિના ન ચલાવી શકાય તેવી ઘરવખરી છે. દેશની બરકતનું ને દેશની મુક્તિનું તે ચિહ્ન છે.

જ્યાં સુધી હિંદુસ્તાનમાં રેંટિયો ચૂલાની જેમ સર્વવ્યાપક ન થાય ત્યાં સુધી હિંદુસ્તાન ફરી આબાદ થાય એ હું અસંભવિત માનું છું.

રેંટિયો એ પણ એક પૂજ-
નીય ગાય છે. ગાય વિનાનું ઘર
જેમ ન શોભે તેમ રેંટિયા
વિનાનું ઘર ન શોભે. રેંટિયાની
રક્ષા એ પણ ગો૨ક્ષા છે.
રેંટિયાના ઉદ્ધાર વિના ગાયની
રક્ષા લગભગ અસંભવિત થઈ
પડી છે.

મારી ઘણી ભૂલચૂકોને માટે હું ભવિષ્યની પ્રજાના શાપને પાત્ર ભલે હોઉં, પણ રેંટિયાને સજીવન કરવાની સલાહ આપવા સારુ તો તેઓ મને આશિષ જ આપશે એવો મારો અચળ વિશ્વાસ છે.

હિંદુસ્તાનમાં પાંચ કરોડ રતલ સૂતર બહારથી આવે છે. આ સૂતર એંશી નંબરનું ને તેથી પણ ચડતા નંબરનું હોય છે; એટલે જો તે જાડું હોય તો ચાળીસ કરોડ રતલ સૂતર થવા જાય. એટલું સૂતર આપણે ન કાંતીએ ત્યાં સુધી હિંદુસ્તાનને સ્વતંત્ર કરવાની વાત આપણે ભૂલી જવી જોઈએ.

વણનારાની આપણે ત્યાં ખોટ નથી, કાંતનારની આજે ખોટ છે.

જો આપણે બધા કાંતીએ તો સૂતર આપણને મફત મળે. પછી જેમ ઘઉં દરેક જણ પોતાને માટે દળાવી શકે છે તેમ સૂતર વણાવી શકાય.

જો કોઈ વ્યસનની અત્યાર પ્રજાને જરૂર હોય તો તે રેંટિયાની છે. દારૂ પીનારને હું રેંટિયો અકસીર ઇલાજ તરીકે સૂચવું છું.

એકંદરે તકલી રેંટિયા કરતાં ઘણું વધારે કામ આપી શકે છે એમ મને લાગે છે. કેમકે તેનો ઉપયોગ જ્યાં કરવો હોય ત્યાં થઈ શકે છે.

આપણા ભંગમાં ખરી શાંતિ હોય તો તકલી વધારે જોરથી ચાલે, કેમકે તકલી તો શાંતિની મૂર્તિ છે.

તકલી એ સત્યાગ્રહીનું હથિયાર છે. તેની બંદૂક ને આપણી ઠીકરાની ને વાંસની બનેલી તકલી! મને આના જેવું કશું વધારે ભવ્ય નથી લાગતું.

હિંદુસ્તાનની હાજતો પૂરી
ન પડે ત્યાં લગી અનાજ અને
રૂ બહાર ન જ જવાં જોઈએ.

આજે તો ટૂંકી નજરવાળા આપણે આપણું જ રૂ મોંઘે ભાવે વેચી, આપણો વખત નકામો ગાળી, મોંઘા ભાવનાં કપડાં પાછાં ખરીદીએ છીએ ને પોતાને સુધરેલા માનીએ છીએ!

આપણને પૂરતું થઈ પડે એટલું રૂ તો આપણે આ દેશમાં ઉત્પન્ન કરીએ છીએ જ. આ દેશનું રૂ પરદેશ મોકલી ત્યાં તેનું કાપડ વણાવી ફરી આ દેશમાં લાવવું તે શુદ્ધ મૂર્ખાઈ નથી શું?

જો ખાદીને નિરંતર નજર આગળ ન રાખીએ તો પરિણામ આટલું જ આવે. દેશની — દેશી નહિ — મિલના કાપડના ભાવ વધવાના અને બહિષ્કાર કદી સિદ્ધ ન થાય.

મારી દૃષ્ટિએ ખરું સ્વદેશી એટલે શુદ્ધ ખાદી જ છે, ને ખરો બહિષ્કાર એટલે વિદેશી વસ્ત્રમાત્રનો. આ સ્વદેશી સિદ્ધ થાય તો બીજાં આવશ્યક સ્વદેશી એની મેળે જ સિદ્ધ થાય. બધાં ફાયદાકારક સ્વદેશીને પહોંચવા જતાં એક આવશ્યકને પણ નહિ પહોંચાય. બહિષ્કાર એક જ એટલે વિદેશી કાપડમાત્રનો આવશ્યક છે, ને તે ખાદીની મારફતે જ શક્ય છે.

મારો અભિપ્રાય છે કે વ્યવહારદૃષ્ટિએ વિચારતાં પ્રજાનું ધ્યાન વિદેશી કાપડના બહિષ્કારની બહાર જવા દેવામાં હાનિ છે, અને ખાદીની બહાર જઈને વિદેશી કાપડનો બહિષ્કાર સાધવાનો વિચાર કરવો એ ટૂંકી બુદ્ધિની નિશાની છે.

જો દેશી મિલોથી જ તે બહિષ્કાર સિદ્ધ થવાનો હોત તો આજ લગીમાં એટલે પચાસ વર્ષમાં મિલોએ તે સિદ્ધ કર્યો હોત. હા, મિલો ખાદીની સાથે ભળીને બહિષ્કારને સરસ મદદ કરી શકે છે.

હિંદુસ્તાનની મિલોના કાપડ-
નું સ્વદેશી એ નિરર્થક છે
એટલું જ નહિ પણ નુકસાન-
કારક છે.

હિંદુસ્તાનનાં મુખ્યમુખ્ય શહેરોમાં ઊભાં થયેલાં ગંજાવર ભઠિયારાં મારફતે દેશને રોટલા સસ્તે ભાવે પૂરા પાડવા અને ઘરના ચૂલાનો નાશ કરવો એ જેટલી ભયંકર ભૂલ છે, તેટલી જ વિનાશક ભૂલ દેશ બહાર અથવા દેશની અંદર રાક્ષસી મિલો દ્વારા ઉત્પન્ન થયેલા કાપડથી હિંદુસ્તાનને ઢાંકવામાં રહેલી છે.

અનુભવી વેપારીઓનું કહેવું છે કે આપણને જરૂરનું બધું કાપડ મિલોની મારફત મેળવવા ઇચ્છીએ તો તેટલી મિલો ઊભી થતાં પચાસ વરસ લાગે.

મિલોથી તમે કરોડોનો
ઉદ્ધાર કદાપિ નથી કરી શકવાના.

મિલોનું કાપડ આપણે ન વાપરવું ઘટે, કારણ મિલોનું કાપડ મોટે ભાગે આપણો સૌથી ગરીબ વાપરે છે. વિલાયતી કાપડ છોડીને આપણે હિંદુસ્તાનની મિલોનું કાપડ વાપરવા માંડવું એ ગરીબોને માટે કાપડ ઊલટું વધારે મોંઘું કરવા બરોબર છે.

જેઓને સ્વદેશીનો સંદેશો
જ મળ્યો નથી એવા ગરીઓને
સારુ મિલનો માલ હોવો જોઈએ.

મિલના કાપડનો ઉપયોગ જેઓ મહાસભાને ઓળખે છે ને પૂજે છે તેનાથી ન જ થાય. જો તેઓ તેનો ઉપયોગ કરશે તો મિલનું કાપડ ગરીબોને નહિ મળે ને તેનું દામ વધશે.

શુદ્ધ ખાદીનું નર્યું વ્રત ન હોય તે આટલું જ કરી શકે: 'હું વિદેશી કાપડ જેમાં એક પણ વિલાયતી ધાગો હશે તે કદી નહિ વાપરું; તેને બદલે બને ત્યાં લગી શુદ્ધ ખાદી જ વાપરીશ. અને મને જોઈએ તેવી ખાદી નહિ મળી શકે તો ત્યાં હિંદુસ્તાનની માલિકીની ને હિંદુસ્તાનીના તંત્ર નીચે ચાલતી મિલનું કાપડ વાપરીશ.'

ખાદી એ જ એક સ્વદેશી-ધર્મ છે. તેનું પાલન કરતાં જેને સ્વદેશીભાવના છે તે બીજું સ્વદેશી સહેજે સાધી લેશે.

બધી વસ્તુઓનો બહિષ્કાર ગાંડપણ છે. તેને વિષે દલીલ હોય નહિ.

માત્ર અંગ્રેજી કાપડનો બહિષ્કાર અશક્ય છે. કેમકે અંગ્રેજી વસ્તુઓ ને કાપડ પરદેશી વસ્તુ અને કાપડને નામે આવી શકે છે. અંગ્રેજી કાપડના બહિષ્કારની વાત કરતાં જાપાન ઇત્યાદિ બીજા દેશોના કાપડને લાભ આપવા ઉપરાંત એક પણ અર્થ સરે તેમ નથી.

સ્વરાજ પછીની સ્થિતિનો વિચાર કરતાં, હિંદુસ્તાનનાં કરોડો ભૂખે મરતાં કંગાળના હિતનો વિચાર કરતાં તો ખાદી એ જ એક વસ્તુનો વિચાર કરાય.

કોઈ પણ રીતે જે ભાઈ અથવા બ્હેન કાંતે છે તે દેશની સંપત્તિમાં તેટલે દરજ્જે વધારો કરે છે, બહિષ્કારની ચળવળને વેગ આપે છે, અને સ્વરાજને વિશેષ નજીક આણે છે.